પહેલી આવૃત્તિની પ્રસ્તાવના:—આ આ વૈદિક ભાવનાવાળી બાલ-પ્રાર્થનાઓનો નૂતન કંઠી સંગ્રહ ખાસ કરીને વિદ્યાર્થીઓ માટે કરવાનાં આવ્યો છે. પાટીદાર વિદ્યાર્થી આશ્રમમાં સવાર સાંજ કરાતી પ્રાર્થના ઉપરથી આ સંગ્રહની પ્રેરણા થઇ છે. એનો કુટુંબ—પ્રાર્થના તરીકે પણ ઉપયોગ થાય એવી ભાવના છે ××

ચોથી આવૃત્તિની પ્રસ્તાવના—છેલ્લી આવૃત્તિમાંથી કેટલીક પ્રાર્થનાઓ કમી કરી તેને સ્થાને આ આવૃત્તિમાં બીજી કેટલીક સુંદર પ્રાર્થનાઓ દાખલ કરવામાં આવી છે. વળી આ આવૃત્તિમાં પ્રાર્થનાઓના ત્રણ ખંડ પાડવામાં આવ્યા છે. પ્રથમ ખંડ નાનાં બાળકો માટે અને બીજો બાકી સજ્જનો માટે છે. ત્રીજા ખંડમાં વાનગી તરીકે પ્રાર્થનાના કેટલાક સુંદર સંસ્કૃત શ્લોકો બાળક મોઢે કરે એ હેતુથી આપવામાં આવ્યા છે. પાછલી આવૃત્તિ કરતાં આ આવૃત્તિ વધારે લોકપ્રિય નિવડશે એવી ઉમેદ છે.

અષાઢ સુદી ૪, સં. ૧૯૭૫. ૧લી જુલાઈ, ૧૯૧૯

# બાલ-પ્રાર્થના

સંગ્રહ કરનાર

કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા.

સોલ એજંટ-સ્ટુડન્ટસ કો-ઓપરેટીવ સ્ટોર્સ,
પાટીદાર વિદ્યાર્થી આશ્રમ,
નાનપુરા, સુરત.

આવૃત્તિ ચોથી, પ્રત, ૪૦૦૦. કુલ પ્રત, ૮૦૦૦.

ઇ. સ. ૧૯૧૯.

મૂલ્ય સવા આનો.

પ્રભુનાં વ્હાલાં બાળકોને ચરણે.



પ્રસિદ્ધ કરનાર—કુંવરજી વિઠ્ઠલભાઇ મહેતા.
ઠેકાણું-'પટેલબન્ધુ' ઑફિસ, પારસીશેરી, સુરત.
છાપનાર—ઇશ્વિરલાલ કસનંદાસ કાપડીયા 'જૈન વિજય' પ્રિન્ટીંગ પ્રેસ ખપાટીયા ચકલા-સુરત.

# અનુક્રમણિકા.

**ખંડ—૩**

ॐ

# બાલ-પ્રાર્થના

## ખંડ-૧

### ૧

#### પ્રભાત.

આપજો આપજો, સારૂં સઘળું મને,
હે પ્રભુ, આજ આખા દિવસમાં;
બાલ ગણી વ્હાલ મારા ઉપર આણજો,
જેથી હું રહું બધો દિવસ સુખમાં.

આપજો આપજો બુદ્ધિ બહુ આપજો,
રાખજો મારૂં આ શરીર સારૂં;
આપજો આપજો સારી મતિ આપજો,
જેથી હું કામ ન કરૂં નઠારૂં.

આપજો આપજો સદ્‌ગુણો આપજો,
આપજો વળી બહુ શુભ વિચારો;

આપજો આપજો આપની ભક્તિ ને,
આપજો વળી મને સંગ સારો.

આપજો આપજો મીઠી વાણી મને,
રાખજો મારૂં મન ખૂબ રાજી;
સૌનું હું કામ કરૂં એવું બળ આપજો,
સૌની સેવા કરૂં જેથી ઝાઝી.

સૌથી બહુ આપજો આપ પ્રભુની કૃપા,
જેથી મળશે મને જે હું માગું;
માગ્યું નથી સારૂં જે તેહ પણ આપજો,
એટલું બોલી હું પાય લાગું.

શ્રીમદ્ ઉપેન્દ્ર.

૨

વસંતતિલકા.

નિદ્રા મહીં નહિ હતું તનભાન જ્યારે,
જેણે જુઓ પુરણ રક્ષણ કીધું ત્યારે;

તેને પ્રભાત સમયે પ્રથમે સ્મરૂ રે,
કાર્યો બધાં દિવસનાં પછીથી કરૂ રે.

જીવોનું પાલન કરે પ્રીતથી સદા એ,
રે જીવ કાજ રચના જગની જણાયે;
તેજસ્વી સૂર્ય શશાં[1] નિત્ય પ્રકાશતારે;
દે જીવને, જીવન શક્તિ વધારતારે;

ટાળે તિમિર[2] ગગને ભમોં દિન રાત,
આરામની નથીં તહીં પળ એક વાત.
થાકયો બધા દિવસના શ્રમથીજ પ્રાણી,
રાત્રિ ભલી સુખ દીએ ભર નિંદ આણી.

જો મેઘમંડળ કરે નિયમિત વૃષ્ટિ,
સંતોષ ને હરખ માંહીં ફુલાઇ સૃષ્ટિ;
પૃથ્વી વનસ્પતિ વડે ધન ધાન્ય આપે,
પ્રાણી તણાં કઠિન કષ્ટ અનેક કાપે.

૧ ચંદ્ર. ૨ અંધકાર.

શું આ સૃજ્યાં પવન પાવક[1] પાણી પ્રશે,
પ્રાણી તણું જીવન એ ત્રણ નિત્ય દીસે;
જો ચાકરી મનુષ્યની ત્રણને દીધી છે!
શું સુખ સાધન તણી રચના કીધી છે!

આહા! પ્રભુ! મનુષને મન બુદ્ધિ આપી,
સત્તા વડી સહુ જીવો પર તેની સ્થાપી:
એવું રૂડું સદિવ[2] પાલન જે કરે છે,
તેને ભૂલી નહિ ભજે જન પાપી તે છે.

માગું સુબુદ્ધિ પ્રભુજી નીતિ પંથ વાળો,
ભુલાવતા સરવ સંશય મુજ ટાળો;
છે મુજ ધર્મ ગણી કામ બધાં કરું રે,
સદ્‌ભક્તિથી પ્રભુ તણા ચરણે ઠરું રે.

મથુરવચરામ.

૧ અગ્નિ. ૨. રાત-દિવસ.

ભુજંગી.

અહો નાથ! ઉભા અમે હાથ જોડી,
કરો રંક સામે કૃપા દૃષ્ટિ થોડી;
સદા તાપ ને પાપથી તો ઉગારો,
અમે માગીએ ઇશ એ પ્રેમ તારો.

ઉગ્યો સૂર્ય તો પૂર્વમાં પૂર તેજે,
ગઈ રાત વીતી જુઓ વાત સ્હેજે;
પ્રભો! તું વિના કોણ સંભાળનારો?
અમે માગીએ ઈશ એ પ્રેમ તારો.

પશુ પક્ષી ને પ્રાણીઓ કામ લાગ્યાં,
પડી એમ ઉદ્યોગમાં સુખ માગ્યાં;
અમારી પ્રભો! બુદ્ધિ વિદ્યા વધારો,
અમે માગીએ ઇશ એ પ્રેમ તારો.

કુડાં દુઃખ કાપી રૂડાં સુખ આપો,

અમારા શિરે નાથજી હાથ થાપો;
સુખે જાય આ આજનો દિન સારો,
અમે માગીએ ઇશ એ પ્રેમ તારો.

ખબરદાર.

## ૪

ભુજંગી

અહો દેવના! દેવ હે વિશ્વસ્વામી,
કરૂં હું સ્તુતિ આપની શીષ નામી;
દયાળુ પ્રભુ આપદાથી ઉગારો,
દીનાનાથ તું એક આધાર મારો.

પ્રભુ માત ને તાત છો આપ મારા,
તમે છો સદા સર્વને પાળનારા;
કીધા છે કરોડો તમે ઉપકારો,
દીનાનાથ તું એક આધાર મારો.

હું છું રાંકનો રાંક અજ્ઞાન પ્રાણી,
ન મારી કશી વાત તુંથી અજાણી;

કરો હે દયાળુ ક્ષમા વાંક મારો,
દીનાનાથ તું એક આધાર મારો.

અમે બાળકો બોલીએ હાથ જોડી,
અમારી મતિ હે પ્રભુ છેક થોડી;
દયા લાવીને પ્રાર્થના દીલ ધારો,
દીનાનાથ તું એક આધાર મારો.

અમે ને કુટુંબીજનો જે અમારાં,
રહીએ શરીરે સુખી સર્વ સારાં;
સદા આપજો આપ સારા વિચારો,
દીનાનાથ તું એક આધાર મારો.

નથી મેં કરી આપની કાંઈ ભક્તિ,
નથી આપના ગુણ ગાવાની શક્તિ;
દયા લાવીને દાસ દુઃખો નિવારો,
દીનાનાથ તું એક આધાર મારો.

(દાસપરે દયા લાવોરે,—એ રાગ)

બાળક હું છું તમારોરે, પ્રભુ પિતાજી! બાળક૦
હેત અધિક વધારોરે, પ્રભુ પિતાજી! બાળક૦

હું તો ના તમને ભજતો, સારૂં તે ન સમજતો,
દુઃખથી પણ મને ન મારો મારોરે; પ્રભુ૦

જીભપર નથી કાબુ મારો, કરૂં હું ખોટો લવારો,
શિખવાડો બોલ સારો સારોરે; પ્રભુ૦

ઉજડ છે મારૂં અંતરૂ, કરો ત્યાં સુંદર વાવેતર,
ખીલવો વિદ્યાનો કયારો કયારોરે; પ્રભુ૦

ઉજળું મારૂં મન કરજો, ઝગઝગતી બુદ્ધિ દેજો,
જેવો આકાશે તારો તારોરે; પ્રભુ૦

પ્રભુ! મને બાળક જાણી, હેત હૈયામાં આણી,
મસ્તક પર હાથ ધારો ધારોરે; પ્રભુ૦

શ્રીમદ્ ઉપેન્દ્ર.

પદ-ભૈરવી કે દેશી

અરજ સુણો અવિનાશી,
અમારી અરજ સુણો અવિનાશી-ટેક.

આપ દયાળ અમે સૌ બાળક,
એક અમારી આશ— અમારી.

વાંક કરે બાળક તો બહુએ,
થશો ન લેશ ઉદાશ— અમારી.

ભણતર ભણવા ભેળાં થઇએ,
કરશો નહિજ નિરાશ— અમારી.

શુભ ગુણ લઇએ સહુએ સમજી,
ન રહે લેશ ટચાશ— અમારી.

આપ શુભ મતિ સદ્દગુણ સાથે,
સહુમાં થાય સમાસ— અમારી.

નિર્મળ મનમાં નિશદિન રહીએ,
પસરે જેમ સુવાસ—　　　　અમારી.

મુખથી એવું માગી લહીએ,
અંતર થાય ઉજાસ—　　　　અમારી.

આપ તણો આધાર મળ્યાથી,
હૈયામાં છે હાશ—　　　　અમારી.

ન રહે લેશ કુધારો કદી પણ,
સુખનો થાય ન નાશ—　　　　અમારી.

'કેશવકૃતિ.'

૭

કલ્યાણ.

શ્રી જગતપતિ પ્રભુ આપ સન્મતિ,
સર્વ બાળકો કરે છે આજ વિનતિ;
કુમતિ કાપીને તું આપ સન્મતિ,
જેથી આ જગે ન થાય પાપ તો રતિ. શ્રી.

સર્વ જગતનો કર્ત્તા તું છે, અંતરજામી બાપ;
પૃથ્વી પ્રાણી ઝાડ પર્વતો, અનાજ બીજ અમાપ. શ્રી.

સર્વ બાળકો અરજ કરે છે, કષ્ટ અમારાં કાપ;
વિદ્યાની વૃદ્ધિ કરવામાં, મદદ અમોને આપ. શ્રી.

બે કર જોડી પ્રણામ કરીએ તુજને વારંવાર;
સઘ[1] અમારાં વિઘ્ન હરીને, સુજશ આપ નિરધાર. શ્રી.

## ૮

(લંબોદર ગિરિજાનંદના—એ રાગ)

પ્રિય કર પ્રભુ! પ્રણમું આપને. (૨)
સ્મરી તુજ પુણ્ય પ્રતાપને. પ્રિયકર૦

બળ બુદ્ધિ વિભુ! અતિ આપી, (૨)
સ્થાપો સુનીતિ છાપને—પ્રભુ સ્થાપો. પ્રિયકર૦

દયા દૃષ્ટિ અમ ઉર વિકસાવી, (૨)
સ્ફુરાવો સમભાવને—પ્રભુ સ્ફુરાવો. પ્રિયકર૦

૧. સૌદ.

જનસેવાનો મંત્રજ આપો (૨)
૪૨ નિર્મળ અમ કાયને—પ્રભુ કર૦ પ્રિયકર૦

૯

તોટક.

પ્રભુના ચરણે શિર તો ઢળતાં,
અમ અંતર આજ પ્રફુલ્લ થતાં;
સહુ પાપ તણી પ્રભુ માફી દીજે,
શુભબુદ્ધિ બહુ અમ અંતર દે.

શુચિ-સ્નેહ[1] તણા પ્રભુ મંત્ર દીજે,
દીનદાઝ સદા ઉરમાં ઉભરે;
પરહિત મહીં નિત જીવનની,
ઝરણી વહજો દીન બાળતણી.

શુભભાવ ધરૂં, શુભ વાણી વદું,
શુભ કામ કરૂં, શુભનામ જપું;

૧ શુદ્ધ સ્નેહ.

બળ બુદ્ધિ વળી, ધન માલ સહુ,
પરહિત મહીં ખરચું પ્રભુ હું.

તનમાં મનમાં બળસિંચન તું–
કરી દે, અમ અંતર વિકસતું;
જગતાત ! શિરે નિજ હાથ ધરો,
પછી બાળકને ભય હોય કશો ?

ભૂમિપુત્ર

૧૦

ગઝલ.

અમારા બાહુમાં બળ દે, અહોનિશ દેશહિત કરવા;
અમૂલું બુદ્ધિનું બળ દે, અનેરાં[1] દેશહિત કરવા.

અમોને ધૈર્ય ને શાંતિ, સદા દે દુઃખ સહવાને;
દયા દે ઊંડી હૃદયે તું, દીનોનાં દુઃખ દહવાને.

૧. ઓરજ.

સતત ઉદ્યોગ દે અમને જીવનની ઉન્નતિ કરવા;
હજારો હુન્નરો દેજે, ગરીબી દુ:ખ દૂર કરવા.
મુસલમાનો અને હિંદુ, બધામાં સંપ તું દેજે,
ઉંડો ઉત્સાહ ને આશા, વળી આસ્થા ભરી દેજે.
તજાવી દેહની પરવા, સદા દે દેશની પરવા,
ગરીબી યા અમીરીમાં સદા જનસેવ તું દેજે.
વળી વિચાર વાણી ને સદા દે ઐક્ય[૧] આચારે;
સદા દે ઇષ્ટની સિદ્ધિ, સદા ઉત્સાહ વિચારે.
દયાળુ ઇશને યાચું, અમોને સદ્‌ગુણો દેજે;
સદા જનસેવ એ પ્યારૂં, અમારૂં સૂત્ર તું કરજે.

મણિલાલ મોતીલાલ.

૧૧

ઢીંઢી.

નાથ ! શરણુ હું પડ્યો હવે તમારે
અન્ય ઓથ નથી ઇશ કોઇ મારે:

૧. સંપ

બુદ્ધિ આપશો સદૈવ દેવી જેવી,
  ક્રિયા સર્વ હું કરી શકીશ તેવી.

ધર્મ કર્મની ન વાત લેશ જાણું,
  માન મૂર્ખતા વડે મમત્વ તાણું;
પાઠ-પૂજનમાં પ્રીતિ મેં ન કીધી,
  કર્મ-દોષ વડે દુષ્ટ વાટ લીધી.

દયાસિંધુ છો ઉદાર ચિત્તવાળા,
  જાણતાં છતાં જપી ન નામમાલા !
વધુ શું કહું ! થયાં કરે બળાપો,
  દીનબંધુ કૃપાસિંધુ કષ્ટ કાપો.

દુઃખ દૂર થાય એજ ઇષ્ટ માગું,
  પ્રેમથી પસારી હાથ પાય લાગું.
પાપ પુણ્યના વિચારને વિસારી,
  હાથ કેશવહરિ ધારજો પધારી.

'કેશવહરિ'

## ૧૨

### ( મણિદીપ છંદની ચાલ )

આપ છો અનાથ નાથ, દીન હું ભિખારી;
બારણે પુકારૂં પ્રભુ ! પ્રાર્થના તમારી—આપ

વાયુ આ પ્રચંડ વાય, હૃદયનાવ[1] ઝોક ખાય;
નાથ આપ થાવ સ્હાય, લો મને ઉગારી—આપ

આપ માત, તાત, ભ્રાત, સુણી એક દીન વાત;
રાખો બાળ અંક તાત, સંકટો નિવારી—આપ

અંતરે તપે છે તાપ, પડતાં પ્રભુજી પાપ;
ટાળશો સંતાપ આપ, પ્રાર્થના સ્વીકારી—આપ

પાય નાંખી બેઉ હાથ, યાચું બાલ હું અનાથ;
મસ્તકે કૃપાળુ હાથ, મૂકો સુખકારી—આપ

નર્મદાશંકર બાળાશંકર

૧. હૃદયરૂપી હોડી.

## ૧૩

જયત્રિભુવનત્રાતા[1]સ્વામિ ઘટવ્યાપક[2]અંતરયામિ
બળવંતા છો બહુનામી, સર્વેશ્વર સદ્‌ગુણગામિઃ-

સર,[3] સરિતા,[4] સાગર, ગિરિ, ઝરણાં,
ઝાડ પાન ફળ ફૂલ;
સૂર્ય શશી શોભિત તારક છે,
દિન રજની[5]અનુકૂલઃ

ઉપકાર અસંખ્યજ, સ્વામિ!
વિસરે જન નિંઘ હરામી.

ગર્ભ વિષે અમ રક્ષણ કીધું,
શિશુત્વ[6] રક્ષા જેમ;
પળ પળ ક્ષણ ક્ષણ જીવન ભર,
અમ રક્ષા કરશો તેમ;

૧. રક્ષણ કરનાર. ૨. શરીરમાં વ્યાપનાર.
૩. સરોવર. ૪. નદી. ૫. રાત્રિ. ૬. બચપણ.

તમ ચરણ શરણ નિત્ય પામી,
સંકટ સહુ રહીએ વામી[1].

અણુ અણુમાં વિભુ! વ્યાપ્ત દીસો,
અમ અંતરમાં પણ આપ!

માફ કરો સહુ પાપ અમારાં,
સુખશાન્તિ દ્યો બાપ!

જય અજરામર[2] ને અકામી,[3]
નમીએ નિત્ય નાથ! પ્રણામી.

ચુનીલાલ રામચંદ્ર શેલત

૧૪

(હે પ્રભુ તારી કુદરત ન્યારી—એ લય)

જય જય જગપતિ તમને નમીએ,
પ્રેમે કર જોડી વિનવીએ.

૧. દૂર કરી. ૨. ઘડપણ અને મરણ વિનાના.
૩. ઈચ્છા રહિત.

તુંજ અમારો માતાપિતા છે,
તુંજ મિત્ર ભગિની ભ્રાતા છે;
તુંજ અમારો સુખદાતા છે,
તુજ શરણે સુખથી સહુ રમીએ.

તેં અમ કાજે સર્વ બનાવ્યું,
અન્ન પવન જલ દાનજ આપ્યું;
અમ જીવન આ તેંજ નિભાવ્યું,
તુજ કરુણારૂપ અમૃત પાયું;

ગર્ભ મહીં અમ રક્ષણ કીધું,
બાળપણું પણ સાચવી લીધું;
હવે અમ જીવન ચલવો સીધું;
અંતે નિજ સ્વરૂપે જઈ શમીએ.

દલપતરામ નાથજી પુરાણી.

૧૫

ધન્યાશ્રી.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ ·
સૌનું કરો કલ્યાણ—ટેક

માણુસ પશુ પંખીની સાથે,
જંતુ જીવ તમામ—દયાળુ પ્રભુ.

જગના વાસીઓ સૌ સુખ ભોગવે,
આનંદ આઠે જામ—દયાળુ પ્રભુ.

દુનીયામાં દર્દ દુકાળ પડે નહિ,
લડે નહિ કોઇ ગામ—દયાળુ પ્રભુ.

સર્વ જગે સુખકારી વધે, ને
વળી વધે ધન ધાન્ય—દયાળુ પ્રભુ.

કોઇ કોઇનું બુરૂં ન ઇચ્છે,
સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ પ્રભુ.

પોત પોતાના ધર્મ પ્રમાણે,
સર્વ ભજે ભગવાન—દયાળુ પ્રભુ.

# ખંડ-૨

## ૧૬

રાગ પ્રભાત.

હે પ્રભુ નામ તારૂં જપું પ્રીતથી
રીત રૂડી સદા એ રખાવો;
ધર્મને ધારી રહું કરણી[1] ઉત્તમ લહું,
આપ આપો મને એજ લ્હાવો—હે.

ટાળવા પર પીડા દીન સંભાળવા,
ભાળવા ગ્રંથ જ્ઞાને ભરેલા;
સ્હાય થઇ શ્રીહરિ સાધનો આપજો,
ઇચ્છું અભિલાષ એવા સરેલા—હે.

૧ કામ.

મન અને વાણીથી કર્મથી પણ વળી,
પ્રાણીનું હિત કરવાજ પ્રેરો;
નાથ કરશો તમે લવ[1] કૃપા નેહથી,
સ્હેલથી સુધરે જન્મ ફેરો—હે.

નિંદ્ય વિચાર ને નિંદ્ય આચારનો;
અંતરે ભાવ સ્વપ્ને ન આવો;
પુનિત[2] એવી મતિ, પુનિત નીતિ વળી
પ્રભુ સદા મુજ હૃદયે રખાવો—હે.

ઉપજી ઉરમિ[3] જેવી મુજ અંતરે,
વર્ણવા તેવી વિભુ તુજ આગે;
ઉચિત ધારો પ્રભુ તેટલું આપજે,
ભક્ત તો ભાવતું સર્વ માગે—હે.

આપ કરુણાતણાં કિરણ લવ પામતાં,
દીનતા દાસની સ્હેજ જાશે;

૧. થોડી. ૨. પવિત્ર, ૩ મનના તરંગ.

લીન થઇ ભક્તિમાં ભાવ ધરી ભાવથી,
બાલ તારાં સહુ ગુણ ગાશે—હે.

છોટાલાલ સેવકરામ.

## ૧૭

ઝુલણા.

પ્રેમનિધિ[1] નાથ ! તુજ દ્વાર આવી ઉભો,
દીન ભિક્ષાન્ન કાજે પુકારે;
નિધિ ભર્યા જોઇ આશા ભર્યો આવિયો,
પાત્ર ખાલી પિતા હાથ મ્હારે.

અખૂટ ભંડાર છે ભવનિધિ તાહરા,
બિંદુ શું આપતાં શું જણાશે ?
હાથ ઓડયો મને નિર્મુખ વાળતાં,
કૃપણતા તાત ! તારી જણાશે.

૧ પ્રેમના સાગર.

સૃષ્ટિનાં પ્રતિ અણુ નાથ! સંભૃત[1] ક્યાં,
શક્તિ વેરી તમે હાથ છૂટે;
રંક આ બાળને પ્રેમકણ સિંચતાં,
તો પછી તાત! સંકોચ શું છે?

રિદ્ધિ કે સિદ્ધિ સમૃદ્ધિના વૃત્તિ કૈં,
છે નહિ ક્ષણિક એ સૌ વિકારી;
યાચના એ પિતા સ્મરણ તુજમાં રમું,
રસિક તમ પ્રેમ લહરી વિહારી.

છગનભાઈ અમીચંદ પટેલ.

૧૮

પ્રભાતીયું.

અખિલ[2] બ્રહ્માંડના નાથને નિત્ય હું,
પ્રેમ-ભક્તિ થકી પાય લાગું;

૧, ભરપૂર. ૨ આખા.

દુર્મતિ ટાળી સન્મતિ સદા આપશો,
એજ વરદાન ભગવાન માગું.

નિંદ્ય નિષ્ઠુર કીધાં કૃત્ય મેં અતિ ઘણાં,
નાથ કરવાં ક્ષમા હાથ તારે;
દીનવત્સલ[1] દયા-નિધિ[2] નિજ દાસનાં,
વિપતિ[3] ભય સંકટો તું નિવારે.

શરણ હું ચરણ પ્રતિ પ્રણમી પ્રણિપત[4] કરૂં,
સ્મરણ હૃદયે ધરૂં નિત્ય તારૂં;
વિનતિ ચિત ધરો પાપ પ્રભુ પરહરો,
પ્રેમથી સાંભળો સ્તવન મારૂં.

સત્ય સચ્ચિદ્દઘના[5] સાક્ષી સર્વોત્તમા,
સર્વદા ક્ષેમ કલ્યાણદાતા;

૧. ગરીબપર માયા રાખનાર. ૨. દયાના સાગર. ૩. વિપત્તિ, દુઃખ. ૪. પ્રણામ. ૫. ઈશ્વરનું નામ.

પરમ કરૂણા થકી, પ્રાણી માત્રો તણા,
    ચિત્તને દ્યો, તમે શાન્તિ શાતા.

અલ્પમતિ હું પ્રભુ સ્તવન તે શું કરૂં,
    નમ્ર ભાવે તને નિત્ય વંદું;
નીતિ સન્માર્ગમાં બુદ્ધિ પ્રેરી સદા,
    સદ્‌ગતિ આપશો ન્યાયસિંધુ.

ધન્ય! તારી ગતિ ધન્ય! તારી કૃતિ,
    શુકસનકાદિકો કો ન પામ્યા;
ઋષિમુનિ વેદમંત્રે સ્તુતિઓ કરે,
    નેતિ[1] અંતે વદીને વિરામ્યા.

૧. પરમાત્માનું સ્વરૂપ એવું અગમ્ય છે, કે તે આવું છે એમ કહી શકાતું નથી. તે માટે તે આવું નથી એમ કહેવું પડે છે. જેમકે તે દૂર નથી, નાનો નથી, મોટો નથી ઇત્યાદિ.

પ્રભુ કરો અનુગ્રહો[1] અવગુણો નવ ગ્રહો,
ભક્તનો કર ગ્રહો રે કૃપાલા;
ધર્મ ધારણ કીધો નિજ પ્રજા પાળવા,
રાખું વિશ્વાસ હું વિશ્વપાલા.

સૃષ્ટ[2] વસ્તુ થકી ભિન્ન પ્રભુ છો તમો,
શુદ્ધ ચૈતન્ય રૂપે વિરાજો;
જ્ઞાન ઇચ્છા ક્રિયા સબલ શક્તિ થકી,
વિશ્વમાં પૂર્ણ પ્રભુતાથી ગાજો.

ભવપતિ પ્રભુ તને વિસ્તરી શું કહું,
કૃતિ નથી તું થકી કાંઇ છાની;
વિનય ભાવે તને વિનતિ હું જો કરૂં,
સર્વ લેશો તમે નાથ માની.

દ્વાર તારે પ્રભુ આવી વિનતિ કરૂં,
નવ કદિ ચરણથી વિમુખ કરશો,

૧. મહેર, કૃપા. ૨. સરજાયલી.

પતિતપાવન[1] પ્રભુ પ્રાર્થનાઓ સુણી,
વરદ[2] શુભહસ્ત મુજ શીર્ષ ધરશો.

યોગ્ય નથી તદપિ[3] પ્રતિપાલન પ્રભુ કરો,
પ્રેમ રાખો સદા દાસ જાણી;
હે કૃપાનાથ ઉપકાર અતિ તાહરો,
માની નિત્યે વદું નમ્ર વાણી.

રાખું અભિલાષ[4] અવિનાશ પદ પામવા,
યોગ્યતા આપવી હાથ તારે;
સર્વ અપરાધ કરશો ક્ષમા દાસના,
સત્ય વિશ્વાસ આધાર મારે.

નમોં નમોં નિત્ય પ્રભુ પ્રાર્થના હું કરૂં,
ચિત્તમાં પ્રેમ લાવી સ્વીકારો;
સિદ્ધિ[5] આપો સદા શુદ્ધ ઉદ્યોગમાં,
વિઘ્ન આપત્તિ સર્વે નિવારો.

૧ પાપીને પવિત્ર કરનાર. ૨ વરદાન આપનાર
૩ તોપણ. ૪ ઇચ્છા. ૫ ફતેહ.

દાસના દોષ પર રોષ નવ લાવશો,
ભક્તનો સર્વ છે લાજ તુંને;
કામના મન તણી પૂર્ણ કરીને સદા,
શરણ રાખો મહારાજ મુને.

નિત્ય સાષ્ટાંગ[1] નમોં નાથ તમને કહું,
રાખી સંપૂર્ણ પ્રભુ પ્રેમભક્તિ;
ત્રિવિધ[2] પુરૂષાર્થ સંપૂર્ણ હું ભોગવી,
પામું તારી પ્રભુ સમિપ મુક્તિ.

ભોળાનાથ સારાભાઈ.

૧૯

ભૈરવી—રાગિણી.

મંગલ મન્દિર ખોલો,
દયામય! મંગલ મંદિર ખોલો!

૧. આઠે અંગ સાથે. ૨. ત્રણ જાતના.

જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઉભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાસ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો,
દયામય! મંગલ મન્દિર ખોલો!

નામ મધુર તમ રટ્યો નિરન્તર
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક,
પ્રેમ અમીરસ ઢોળો,
દયામય! મંગલ મન્દિર ખોલો!

નરસિંહરાવ.

૨૭

(નાથ કૈસે ગજકો બંધ છુડાયો. એ રાગ)

**પ્રભુ મારા હૃદય મંદિરે પધારો,**
**સુનીતિ સુધૈર્ય વધારો. પ્રભુ. ટેક**

કરૂણા કરો સુમતિ વર માગું,
નિંદ્ય બુદ્ધિને નિવારો;
ક્ષમા કરો અપરાધ વિસારો;
બાંહ્ય ગ્રહી મને તારો. પ્રભુ.

ઉત્પત્તિ જીવની આપ કરો છો,
પાલન લાલન પ્રીતે;
તાડનની[1] પણ શક્તિ તમારી,
શાસ્ત્ર વદે છે સુરીતે. પ્રભુ.

ષડ્રિપુ[2] જગને જે ઠગનારા,
જીવને બંધનકારી;
રાખો પરા[3] પ્રભુ મુજ મનથી,
અંતર વિનતિ ઉતારી. પ્રભુ.

૧. સજાની. ૨. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ દુશ્મનો. ૩. દૂર.

દેવ દાનવ તેમ માનવ કોઇ,
ગહન ગતિ નવ જાણે;
નિર્મ્યો ભાગ સરવ કો ભજવે,
પાત્ર નાટકનાં પ્રમાણે. પ્રભુ.

સંરક્ષણ ક્ષણ ક્ષણ તું કરે છે,
ઉપકૃતિ[૧] ઉરમાં ન માયે;
મહિમા તારો અદ્ભુત મોટો,
ત્રિભુવનમાં તે ગવાયે. પ્રભુ.

સરજનહાર આધાર તમારો,
તારી પાર ઉતારો,
અમ બાળકના સ્વામિ ! સુણજો,
આરતના ઉચ્ચારો. પ્રભુ.

છોટાલાલ સેવકરામ.

૧. ઉપકાર

## ૨૧+
### ઢાળ.

હૃદય કઠિન અને શુષ્ક બને જ્યારે,
કૃપાધાર સહિત હો પધારો ત્યારે.
લાગે જીવન રસહીન કટુ જ્યારે,
ગાનઝરણુ સહિત હો પધારો ત્યારે.
ગર્જી ગર્જીને પ્રવૃત્તિ ગુંગળાવે,
**શાંતિનાથ! શાંતિ સહ પધારો ત્યારે.**
દીનહીન ફિર ખુણે લપાય જ્યારે,
રાજવિધિસહ[1] પધારો દ્વાર ત્યારે.
વાસના વિપુલ મોહધૂળ વડે જ્યારે,
કરી અંધ દીન હૃદયને ભુલાવે,
પ્રાર્થું હે પવિત્ર! હે અનિદ્રનાથ[2]!
તેજ ગર્જનસહ હો પધારો ત્યારે.

ગોવર્દ્ધનભાઈ **એન્જીનિયર**

+ 'ગીતાંજલિ'નું ૩૯મું ગીત. ૧. રાજાના જેવા દમામ સાથે. ૨. સર્વદા જાગ્રત એવા **પ્રભુ.**

## ૨૨

### હિંડી.

પ્રાણનાથ! પ્રાણ પાથરૂં પધારો,
મ્હને દર્શ દઇ આંખ મ્હારી ઠારો;

શોક મોહ આવરણ પ્રભો! વિંટાયાં,
આત્મતેજ પુન્જ તિમિરથી છવાયાં.

શિલ પુણ્યની પિતા! ન સ્વપ્ન ઝાંખી,
નિધનવાહી[1] મલિનતા ઉરે શું વાઝી!

વિપથચારી[2] વૃત્તિ સર્વ સ્નેહસૂના,
હૃદય-દેશ પિતા! પ્રભુ! મરૂભૂમિ!

ક્ષુદ્ર પામર અસૂયા[3] મલિન વિકાર,
ઉર ગૂંગળાવતા કંઇ વિચાર.

૧. મૃત્યુ પમાડે એવી. ૨. અવળે રસ્તે જનારી ૩ ઈર્ષ્યા.

હૃદયદંશને પિતા! કરો બગાચો,
મધુઝર[1] રસેન્દુ! પ્રેમ અમી સિંચો
અશ્રુબદ્ધ ભક્તહૃદયની મનીષા,[2]
પિતા! જાણુતો તું દે અભીષ્ટ[3] ભિક્ષા.
કૃપામૃત સિંચી મુજ તૃષા છિપાવો,
હું અનાથને સનાથ શું સુહાવો.

* * *

હૃદયનાથ! દયાસાગરા! પધાર્યા,
કૃપાનાથ! રંક ગૃહે આજ આવ્યા!
પુનિત દિવ્ય હા! પ્રસારી પાદધૂલિ,
થઇ પાવન હું રંકની મઢુલી.
પ્રીતિઉમળકા શું ઉરમાંહિ આવે,
હૃદયનું ગજુ શું શા રીતે દબાવે?
સ્નેહઅશ્રુથી દઉં પ્રભુ ભિંજાવી,
પ્રેમ-વર્ષણે પ્રભુ! દઉં નવરાવી!

૧. અમૃત ઝરનાર. ૨. ઇચ્છા ૩. ઇચ્છેલી.

કાંપ કિલ્મિષનો[૧] બધો ક્હાડી નાંખું,
પુણ્ય વાસનાની સુરભિ[૨] ઉરે છાંટું.
હૃદય લહરીઓની સેજ હું બિછાવું,
ભાવકુસુમ વેરી તાતજી રિઝાવું.
આપ ચરણ ધરૂં ભેટ શું પ્રભુજી!
લળી દેહ લળી આત્મ હું નમુંજી.
આપ–ઘેલુડાં શરીર ઉર નમાવું,
ચરણકમલમાં પિતાજી હું રમાડું.×

કુસુમાકર

## ૨૩

તોટક

મુજ જીવન આ પ્રભુ! તું થી ભરૂં,
બલ દે, અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિષે, મુજ આત્મ વિષે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.

૧. દોષ. ૨ સુગંધ × પ્રથમ ખંડમાં પ્રભુને આમંત્રણ છે; બીજામાં આમંત્રણનો સ્વીકાર છે.

મુજ રક્ત વિષે, મુજ નાડી વિષે,
મુજ દૃષ્ટિ વિષે, મુજ વાણી વિષે,
મુજ તર્ક વિષે, મુજ કર્મ વિષે,
પ્રભુ! વાસ વસો, મુજ મર્મ વિષે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ! વ્યાપી રહો મુજ અંતરમાં.
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક[1] ચાલક શાસક[2] તું.
ધરીને ઉરમાં રસની પ્રતિમા—
જહીં ઉન્નતિના સ્થિર છે મહિમા–
સ્મરી આકૃતિ એ નિજ પિંછી ધરે,
અનુસારજ ચિત્ર પછી ચિતરે.
જ્યમ ચિત્રક એ મન-મૂર્તિ વડે,
બહુ સુન્દર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.

૧. પ્રેરણા કરનાર ૨. નિયમમાં રાખનાર.

પ્રભુ! મુદ્રિત અંકિત તું હ્રદમાં,
કૃતિઓ બધી ત્વન્મય[1] હો જગમાં;
મુજ વર્તનથી છવ્યો જે બની રૂહે,
તુજ ઉજ્જ્વલ રૂપનો ઝાંખી દીએ.

રમણભાઇ.

## ૨૪

### તોટક.

પરમેશ્વર પૂર્ણ કૃપાલ તમે,
નમીએ મળી ભક્ત સમસ્ત અમે;
વિનતિ વિભુ સર્વ ચિત્તે ધરશો,
પરિતાપ કૃપાથી બધા હરશો.

અતિ અદ્‌ભુત સુંદર સૃષ્ટિ દિસે,
સ્તુતિ પૂર્ણ તમારી કદી ન થશે.
કરૂણા ઉપકાર કરો સઘળે,
નહિ જીવ થકી કદી પાડ વળે.

૧, તુજમય.

જગદીશ તમે જગધારક છો,
સહુ પ્રાણી તણા ભયહારક છો;
જનમંડલને સુખકારક છો,
પ્રભુ તારક તારક તારક છો.

પ્રભુ હે! પ્રભુ હે! પ્રભુ હે! પ્રભુ હે!
અપરાધ ક્ષમા કરશો પ્રભુ હે!
પ્રણુમી પ્રણુમી તમને કહીએ–
પરમાર્થનું સાધન દ્યો અમને.

પ્રભુ દોષ કદાપિ ન લક્ષ ધરો,
કરૂણામય દૃષ્ટિ કૃપાથી કરો.
નથી કોઇ, વિના પ્રભુ, બેલી ખરો,
મનના સહુ મંગલ અર્થ પૂરો.

ભવસાગર દુસ્તર[1] નાથ ઘણો,
અમને શુભ આશ્રય આપ તણો;

૧. તરવો કઠણુ

તરીએ પ્રભુના કરૂણા-બલથી,
જીવતારક કોઈ, વિના તું નથી.

સહુ કિલ્બિષ[1] ક્લેશ તમે હરશો,
પ્રભુભક્તિ સદા હૃદયે ભરશો;
તવ મંગલ હસ્ત શિરે ધરશો,
અભિષેક કૃપાજલથી કરશો.

જય દેવ દયાનિધિ વિશ્વપતિ,
કરૂણા કરી દો અમને સુમતિ;
ઉપકાર અમે પ્રભુના સ્મરીએ,
જનમંગલ કાર્ય સદા કરીએ.

પ્રભુ મંગલ મંગલ ભાવ ધરો,
ભય દુઃખ વિપત્તિ સમસ્ત હરો;
કરૂણામય દૃષ્ટિ કૃપાથી કરો,
મનના પ્રભુ સર્વ મનોર્થ પુરો.

૧. પાપ.

કુસુમાંજલિ[1] પ્રેમની આ સમયે,
કરી અર્પણ નાથપદે વિનયે;
કહીએ તમને અતિ શુદ્ધ મને,
શુભ પંથ સદા સૂચવો અમને.

શુભકારી તમે પ્રભુ આશિષ દ્યો,
સ્તુતિ પ્રાર્થન માની કૃપા થકી લ્યો;
નિજ દાસ તણો પ્રભુ હાથ ગ્રહો,
પરમેશ સદૈવ પ્રસન્ન રહો.

ભોળાનાથ સારાભાઈ.

## ૨૫

### દોહરો.

પ્રભુ! પરમ પ્રાણ! આપ છો અનન્ત,
આપ વાસ હૃદય હૃદય ને દિગન્ત.

૧ ફુલનો ખોબો.

દૃષ્ટિ અંતરે ઉતારૂં તેજ જોવા,
અંધકારની અનિષ્ટ છાપ ધોવા.

ભૂમિ વારિ તેજ ગગન વળી વાયુ,
જગત પંચભૂતથી બધું રચાયું.

દયા એજ આપની પ્રભુ! અમાપ,
પડે હૃદય હૃદય એ પ્રતાપી છાપ.

ભજો પાપ પછી સમય ફળ સુધીનો,
ક્ષમા પ્રાર્થીને પુનિત એ થવાનો.

ક્ષમા આપની અગાધ સર્વ સ્થાને,
શુદ્ધ પાપ—તાપ—કર્મથી થવાને.

નયન આસપાસ સૃષ્ટિને વિલોકે,
કૃતિ અદ્ભુત અનેક જોઇ થાકે.

આપ ધ્યાનનું અસીમ સુખ સેવા,
પ્રભુ! ધર્મ એ શીખી પ્રસાદ લેવા.

પ્રાણી માત્ર આપનુંજ એક રૂપ,
કેમ સેવું એ ન આપનું સ્વરૂપ?
દયા દાન ક્ષમા ધર્મ પ્રાણસેવા,
જીવન દેવી હૃદય દૈવી અત્ર રહેવા.
પ્રભુ! આપનાં અગાધ કલાશક્તિ,
પ્રેરતાં અનેક સદ્‌ગુણો સુવૃત્તિ.
ભજું જ્ઞાનતેજ જગતમાં સુહાતું,
રમું એ પવિત્ર તેજમાં સદા હું.

સ્નેહજ્યોતિ.

## ૨૬

( મણિદીપ છંદની ચાલ )

દીનનો દયાળ છોડી કોને શરણ જાઉં–ધ્રુવ.
માત તાત જાણી પ્રભુ, ચરણપ્રતિ ધાઉં;
પામીને પ્રસાદ પૂર્ણ કૃતિ કૃતાર્થ થાઉં–દીનનો૦

નીતિ-ભક્તિરૂપ પુણ્ય તીર્થમાં હું નાહું;
પરમ ઇષ્ટ[1] બ્રહ્મની હું સ્તુતિ ગુણ ગાઉં-દીનનો૦.
પ્રભુ કૃપાનિધાનની[2] હું પૂર્ણ કૃપા ચાહું;
સંકટ સમય નાથ પલ્લવ[3] હું સાહું.-દીનનો૦
નમોં નમોં પરાત્પરા[4] હું તારે ચરણ આવું;
પ્રેમ પુણ્ય અંજલ[5] પ્રભુપદે વધાવું-દીનનો૦

ભોળાનાથ સારાભાઇ

## ૨૭ ×

નિવેદન તમ પ્રતિ એ મ્હારૂં
અંતર અંતરની નિર્બલતા છેદન કરજો,
હો નાથ ! નિવેદન તમ પ્રતિએ મ્હારૂં.

૧. ઇચ્છેલો, વહાલો. ૨. મહેરબાનીના ભંડાર
૩. પાલવ, વસ્ત્રનો છેડો. ૪ શ્રેષ્ઠ પરમેશ્વર.
૫. ખોબો.

" ગીતાંજલિ " નું ૩૬ મું ગીત.

બલ અર્પો સુખ સ્હેજે સહવા,
બલ અર્પો દુઃખ સ્હેજે સહવા,
સ્મિત વિકસિત વદને હું ઉપેક્ષું[1]
પ્રબલ વેગ સુખ દુઃખના:
દાતા! એવું બલ યાચું,
નિવેદન તમ પ્રતિ એ મ્હારૂં.

સેવા પરઉપકારો દ્વારા
પ્રેમ સફલ મમ કરૂં હું પ્યારા!
ક્ષુદ્ર અબલ જનને ન ઉપેક્ષું
સમદને[2] શિર નહિ નામું:
દાતા! એવું બલ યચું,
નિવેદન તમ પ્રતિએ મ્હારૂં.

તુચ્છ વાતથી પર[3] કક્ષાએ
રાખું મમ મન દિને નિશાએ,

૧. અવગણના કરૂં. ૨. મદવાળાને. ૩. ઉંચી.

તમ ચરણે મમ શુભ ગુણ અર્પું
અચલ પ્રેમ શ્રદ્ધાએ,
દાતા ! એવું બલ યાચું,
નિવેદન તમ પ્રતિએ મ્હારૂં.

ગોવર્દ્ધનભાઈ એન્જીનિયર.

## ૨૮

" દયાસિંધુ ત્હારે બારણું પુકારૂં દીનબાલ-એ ચાલ"
( રાગ મ્હાડ ! )

પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી,
મુજ જીવનપંથ ઉજાળ. પ્રેમલ૦

દૂર પડ્યો નિજ ધામથી હું,
ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સૂઝે નવ ઘોર રજનિમાં,
નિજ શિશુને સંભાળ.
મ્હારો જીવનપંથ ઉજાળ. પ્રેમલ૦

ડગમગતો પગ રાખ સ્થિર મુજ,
  દૂર નજર છો ન જાય;
દૂર માર્ગ જોવા લોભ લગીર ન,
  એક ડગલું બસ થાય,
મ્હારે એક ડગલું બસ થાય– પ્રેમલ૦

આજ લગી રહ્યો ગર્વમાં હું, ને
  માગી મદદ ન લગાર,
આપબળે માર્ગ જોઈને ચાલવા,
  હામ ધરી મૂઢ બાળ;
  હવે માગું તુજ આધાર. પ્રેમલ૦

ભભકભર્યા તેજથી હું લોભાયો,
  ને ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યાં વર્ષોને લોપ સ્મરણથી,
  સ્ખલન થયાં જે સર્વ;—
  મ્હારે આજ થકી નવું પર્વ. પ્રેમલ૦

ત્હારા પ્રભાવે નિભાવ્યો મ્હને પ્રભુ!
આજ લાગી પ્રેમ ભેર,
નિશ્ચે મ્હને તે સ્થિર પગલેથી
ચલવી પહોંચાડશે ઘેર,
દાખવી પ્રેમલ જ્યોતની સેર. પ્રેમલ૦
કર્દમ[1] ભૂમિ કળણ[2] ભરેલી,
ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળકેરા પ્રવાહો,
સર્વ વટાવી કૃપાળ
મુને પહોંચાડજે નિજદ્વાર. પ્રેમલ૦
રજનિ જશે, ને પ્રભાત ઊજળશે,
ને સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્ય ગણોનાં વદન મનોહર,
મ્હારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મ્હેં ખોયાં હતાં ક્ષણવાર. પ્રેમલ૦
નરસિંહરાવ.

૧ કાદવ. ૨ ખૂંચી જવાય એવા જમીન.

૨ :

સુંદર શિવ મંગલ ગુણુ ગાઉં ઈશ્વરા,
વિભુવર ભવભયહારક, નમું મહેશ્વરા—સુંદર૦ધ્રુવ.

મધુર કુસુમ વિશે રમે ગંધ સુંદરા,
કૌમુદિ મુદપ્રદા ઉષા મનોહરા,
મૃદુલ કંઠ કોકિલરવ શ્રવણસુખકરા;—
સહુમાં વસતી હસતી
પ્રતિફલિતા[1]-શી લલિતા—સુંદરતા

તુજ જગદ્ધરા૦ સુંદર૦

વિપ્રલંભી[2] વિષયમોહની[3] મધુસ્વરા
દિવ્યધામપંથ જતાં આવી વિષધરા,
વિપથ દોરવા મથે અહો દયાકરા!

૧. પ્રતિબિંબ ઉત્પન્ન કરે એવી. ૨ ઠગનારી.
૩. મૂઢ બનાવનારી માયા.

ક્ષણુ તે, હૃદયે, બળ દે,
કર ધરી આ—પરિહરવા—મધુરરવા—
મોહનીસુરા—સુંદર૦

વિમલ સાધુહૃદય વિશે વિપદજલધરા,[૧]
વ્યાપી દમે સત્ય દૃષ્ટિ ઘનતિમિરકરા[૨],
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા,[૩]
કરૂણા ધરીને, ફરીને,
હરી તમને[૪], સદયમને[૫], મનગગને,
શાંતિ દે સ્થિરા.—સુંદર૦

નરસિંહરાવ.

૧. વિપત્તિ રૂપી વાદળો ૨. ઘાઢ અંધકાર ફેલાવનાર. ૩. જ્ઞાનરૂપી રવિનાં કિરણ ૪. અંધકારને. ૫. દયાળુ દીલથી.

૩૦ *

અંતર મમ વિકસિત કર અંતરતર હે!
નિર્મલ કર ઉજ્જવલ કર સુંદર કર હે!
જાગ્રત કર ઉદ્યત[1] કર નિર્ભય કર હે!
મંગલ કર નિરલસ[2] નિઃસંશય કર હે!
અંતર૦

યુક્ત કર હે સહુની સંગે,
મુક્ત કર હે બન્ધ;
સંચાર કર સકલ કર્મે
શાંત જે તવ છંદ.[3]
ચરણપદ્મે મમ ચિત્ત નિષ્પન્દિત[4] કર હે!
નંદિત[5] કર, નંદિત કર, નંદિત કર હે!
અંતર મમ વિકસિત કર, અંતર તર હે!

રવીન્દ્રનાથ ટાગોર.

* બંગાળી " ગીતાંજલિ " નું ૫[illegible] ગીત લગભગ મૂળ રૂપમાં જ.

૧. તત્પર, તૈયાર. ૨. આળસરહિત. ૩. આશય. ૪. સ્થિર. ૫. આનંદિત.

### ૩૧

#### શિખરિણી.

પ્રભો અંતર્યામી,[૧] જીવન જીવના દીનશરણા,[૨]
પિતા માતા બંધુ, અનુપમ સખા[૩] હિતકરણા;

પ્રભા[૪] કીર્તિ કાંતિ, ધન વિભવ[૫] સર્વસ્વ જનના,
નમું છું વંદું છું, વિમલમુખ સ્વામી જગતના.

સહુ અદ્‌ભુતોમાં, તુજ સ્વરૂપ અદ્‌ભુત નીરખું,
મહાજ્યોતિ જેવું નયન શશી ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ, પૃથિવી ઊંડું આકાશ ભરતો,
પ્રભો તે સૌથીયે, પર[૬] પરમ[૭] તું દૂર ઊડતો.

પ્રભો તું આદિ છે, શુચિ[૮] પુરુષ પુરાણ[૯] તુંજ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજનપ્રલયે[૧૦] નાથ તુંજ છે;

૧. અંતરમાં રહેનાર–મનની વાત જાણનાર. ૨. ગરીબને આશ્રય આપનાર. ૩. મિત્ર ૪. તેજ. ૫. ઐશ્વર્ય–મોટાઈ ૬. ભિન્ન–જુદો ૭. શ્રેષ્ઠ ૮. પવિત્ર. ૯. જૂનો ૧૦. ઉત્પત્તિ અને નાશ

અમારા ધર્મોનો, અહર્નિશ[1] ગોપાલ તુંજ છે,
અપાપી પાપીનું, શિવસદન[2] કલ્યાણ તુંજ છે.
પિતા છે એકાકી,[3] જડ સકળ ને ચેતન તણો,
ગુરુ છે મોટો છે, જનકુલતણો પૂજ્ય તું ઘણો;
ત્રણે લોકે દેવા, નથી તુજ સમો અન્ય ન થશે.
વિભુરાયા[4] તુંથી, અધિક પછી તો કોણુજ હશે ?
વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતો,
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નિત્ય હસતો.
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ નમસ્કારજ હજો.
અસત્યો માંહીથી, પ્રભુ પરમ સત્યે તું લઇ જા,
ઉંડા અંધારેથી, પ્રભુ પરમ તેજે તું લઇ જા;
મહા મૃત્યુમાંથી, અમૃત સમીપે નાથ લઇ જા,
તું હીણો[5] હું છું તો, તુજ દરસનાં[6] દાન દઇ જા.

૧. રાતદિવસ ૨. કલ્યાણનું ઠેકાણું. ૩ એકલો ૪ સર્વવ્યાપી રાજા ૫. વિનાનો. ૬. દર્શનનાં.

પિતા પેસો આશ્રે, જગત વીંટતો સાગર રહે,
અને વેગે પાણી, સકળ નદનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે, મુજ જીવનની સર્વ ઝરણી,[1]
દયાના પુણ્યોના, તુજ પ્રભુ મહાસાગર ભણી.

થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઉચરૂં,
કૃતિ ઇંદ્રિયોની, મુજ મન વિષે ભાવજ સ્મરૂં,
સ્વભાવે બુદ્ધિથી, શુભઅશુભ જે કાંઈક કરૂં;
ક્ષમા દૃષ્ટે જો જો, તુજ ચરણમાં નાથજી ધરૂં.

નહાનાલાલ.

## ૩૨

મારાં નયણાંની આળસરે, ન નિરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડ્યુંરે, ન ઠરિયાં ઝાંખી કરી.
શોક મોહના અગ્નિરે તપે, તેમાં તપ્ત થયાં;
નથી દેવનાં દર્શનરે કીધાં, તેમાં રક્ત[2] રહ્યાં.

૧ કામ. ૨. રાચી રહ્યાં.

પ્રભુ સઘળે વિરાજેરે સૃજનમાં સભર[1] ભર્યા;
**નથી અણુ પણુ ખાલીરે, ચરાચરમાં[2] ઉભર્યા.**

**નાથ** ગગનના જેવા રે,. સદા મને છાઈ રહે;
**નાથ** વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.

જરા ઉઘડે આંખડલી રે, તો સંમુખ તેહ તદા,
બ્રહ્મ બ્રહ્માંડ અળગાંરે, ઘડીયે ન થાય કદા;

પણુ પૃથ્વીનાં પડળો રે, શી ગમ તેને ચેતનની?
જીવે સો વર્ષ ઘુવડ રે, ન ગમ તોયે કંઈ દિનની.

સ્વામી સાગર સરિખા રે, નજરમાં ન માય કદી;
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે **પ્રભુ**! ક્યારે ઉઘડશે?
આવાં ઘોર અંધારાં રે! પ્રભુ ક્યારે ઉતરશે?

**નાથ**! એટલી અરજી રે, ઉપાડો જડ પડદા;
નેનાં! નિરખો ઊંડેરૂં રે, **હરિવર** દરસે[3] સદા.

૧. સંપૂર્ણ. ૨. સર્વત્ર. ૩. દર્શનમાં.

આંખ! આળસ છાંડો રે, ફરો એક ઝાંખી કરી,
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ.

ન્હાનાલાલ.

## ૩૩

ગઝલ.

જ્યાં જ્યાં નઝર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીંએ આંખથી યાદી ઝરે છે આપની!
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર;
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!
તારા ઉપર તારાતણાં ઝૂમી રહ્યાં જે ઝુમખાં;
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!
આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,+
આ દમબદમ[૨] બોલી રહી ઝીણી સિતારી આપની.

+ દિવસની હાડમારીમાં અને રાત્રિની શાંતિમાં. ૨. શ્વાસોચ્છ્વાસે, ક્ષણ ક્ષણ.

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુસ્મન બધા;
બાદી બનીને ઢાલ ખેંચાઇ રહી છે આપની !

દેખી ગુરાઇ ના ડરૂં હું, શી ફિકર છે પાપની ?
ધોવા ગુરાઇને બધે ગંગા વહે છે આપની !

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને
અહેશાનમાં[1] દિલ ઝુકતું, રહેમત[2] ખડી ત્યાં આપની !

પ્યારૂં નજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર;
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જુદાઇ આપની !

જૂનું નવું જાણું અને રોઉં હસું તો તે બધું;
જૂની નવી ના કાંઈ તાજી એક યાદી આપની !

ભૂલી જવાતા છો બધા લાખો કિતાબો[3] સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !

કિસ્મત[4] કરાવે ભૂલ તે ભૂલો કરી નાંખું બધી !
છે આખરે તો એકલી ને એક યાદી આપની !

કલાપી.

૧. ઉપકારમાં. ૨. મહેર. ૩. ચોપડીઓ.
૪. નસીબ.

# ખંડ-૩

૧

मूकं करोति वाचालं पंगुं लङ्घयते गिरिम्।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥

જેની કૃપા મૂગાને વાચાળ બનાવે છે, અને પાંગળાને પર્વત ઓળંગવાને શક્તિમાન કરે છે તેવા પરમાનંદ સ્વરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.

૨

यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवैः
वेदैः सांगपदक्रमोपनिषदै गार्यन्ति यं सामगाः।
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनोः
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

જેની બ્રહ્મા, વરુણ, ઈન્દ્ર, રૂદ્રો અને મરુતો દિવ્ય સ્તોત્રો વડે સ્તુતિ કરે છે; જેનું સામવેદમંત્ર ગાનારા ઋષિઓ અંગ, પદ, ક્રમ

અને ઉપનિષદ્ સહિત વેદોથી ગાન કરે છે; જેનો મહાન્ યોગી પુરૂષો ધ્યાનનિમગ્નાવસ્થામાં એકાગ્ર ચિત્તથી સાક્ષાત્કાર કરે છે, અને દેવ અને દાનવોના સમૂહથી પણ જેનો અન્ત કળી શકાતો નથી એવા પરમાત્માને નમસ્કાર હો.

૩

यं शैवास्समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिनो
बौद्धा बुद्ध इति प्रमाणपटवः कर्त्तेति नैयायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मीमांसकाः
सोऽयं नो विदधातु वांछितफलं त्रैलोक्यनाथो हरिः ॥

જેને શિવના ઉપાસકો 'શિવ,' વેદાન્તીઓ 'બ્રહ્મ,' બૌદ્ધો 'બુદ્ધ,' પ્રમાણકુશળ નૈયાયિકો 'કર્ત્તા,' જૈન ધર્મવાળાઓ 'અર્હન્' અને મીમાંસકો 'કર્મ' એવા નામથી ઉપાસે છે, તે ત્રણ લોકનો નાથ શ્રી હરિ અમને વાંછિતફળ આપો.

४

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्व कालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

મહાસાગરરૂપી ખડિયામાં નીલગિરિ પર્વતના જેટલું કાજળ હોય, શ્રેષ્ઠ દૈવી કલ્પવૃક્ષની શાખાની કલમ બનાવી હોય અને તે કલમ ગ્રહણ કરીને પૃથ્વીરૂપી કાગળ પર સાક્ષાત્ સરસ્વતી દેવી સર્વકાળ લખ્યા કરે તોપણ હે નાથ ! તારા ગુણોનો પાર આવે તેમ નથી.

૫

सत्यव्रतं सत्यपरं त्रिसत्यं सत्यस्य मूलं निहितं च सत्ये ।
सत्यस्य सत्यं ऋतसत्य नेत्रं सत्यात्मकं त्वां शरणं प्रपद्ये ॥

હે સત્યસંકલ્પ ! હે સત્યથી પણ શ્રેષ્ઠ ! હે ત્રણે કાળમાં સત્યસ્વરૂપ ! હે સત્યના ઉત્પ-

ત્રિસ્થાન અને સત્યમાંજ રહેનારા! હે સત્યના પણ સત્યરૂપ! હે ઋત અને સત્યરૂપ દષ્ટિવાળા અને હે સત્યના આત્મસ્વરૂપ! હું તારે શરણે આવ્યો છું.

૬

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥

તમેજ અમારા માતા છો અને તમેજ પિતા છો, તમેજ અમારા બંધુ છો અને સખા પણ તમેજ છો, તમેજ અમારી વિદ્યા અને દ્રવ્ય પણ તમેજ છો, હે દેવના દેવ! તમેજ અમારૂં સર્વસ્વ છો.

૭

ॐ सहनाववतु सहनौ भुनक्तु सह वीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

ॐ शांतिः शांतिः शांतिः ।

પરમેશ્વર વિદ્યાના પ્રકાશ વડે અમારું બન્નેનું, એટલે ગુરુશિષ્યનું સાથે રક્ષણ કરો, વિદ્યાના ફળના પ્રકાશ વડે અમારું બન્નેનું સાથે પાલન કરો, અમે બન્ને વિદ્યાકૃત સામર્થ્યને સંપાદન કરીએ, અમારાં બન્નેનું અધ્યયન તેજસ્વી થાઓ અને અમે બન્ને પરસ્પર દ્વેષ ન કરીએ.

૮

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ।

આ જગતમાં સઘળાં સુખી થાઓ, સઘળાં નિર્વિકાર થાઓ, સઘળાં કલ્યાણને મેળવો અને કોઈ પણ દુઃખી ન રહો.



